• બાળકાવ્યોનો સંગ્રહ •




• કાવ્યોનાં સ્વરાંકન સાથે •

ગીતોનાં સ્વરાંકન સાથે

બાલકાવ્યોનો સંગ્રહ

# • ફુવારો •

સંગ્રાહક

**વસન્ત નાયક**

•

ચિત્રકાર

**સોમાલાલ શાહ**

સોલ એજન્ટ

**ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય**

ગાંધી રસ્તા  અમદાવાદ

ત્રીજી આવૃત્તિ ★ પ્રત ૧૬૫૦

ત્રણ આના

# વસન્ત નાયકનું બાલ સાહિત્ય

| | |
|---|---|
| **ચાંદાપોળી નાની** (બાલજોડકણાં) | ૦-૧-૬ |
| **ચાંદાપોળી મોટી** ( ,, ) | ૦-૩-૦ |
| **ફૂલદાની નાની** ( બાલપાઠો ) | ૦-૧-૬ |
| **ફૂલદાની મોટી** ( ,, ) | ૦-૩-૦ |

નાનાં બાળકોને અતિપ્રિય થઈ પડેલી આ ચારે ચોપડીઓએ કેટલીક શિક્ષણસંસ્થામાં ઇતરવાચન તરીકે સ્થાન લીધું છે. શ્રી. સોમાલાલ શાહનાં સુંદર ચિત્રો ને કલામય ગેટ—અપ.

| | |
|---|---|
| **નાના મોટા રાસ** ( ભા. ૧ ) | ૦-૩-૦ |
| **નાના મોટા રાસ** ( ભા. ૨ ) | ૦-૩-૦ |
| **ફુવારો** ( બાલગીતસંગ્રહ ) | ૦-૩-૦ |

પહેલાથી છઠ્ઠા ધોરણની કન્યાઓ માટે ક્રમશઃ ગોઠવણી સાથે ઉત્તમોત્તમ રાસગરબાના સંગ્રહો ગૂજરાતમાં માત્ર "**નાના મોટા રાસ**" જ છે. 'ફુવારા 'ની લોકપ્રિયતા આ ચોપડીના પૂઠાંના છેલ્લા પાન ઉપર વાંચો.

| | |
|---|---|
| **લલ્લુ, બલ્લુ ને કલ્લુ** ( બાલવાર્તાઓ ) | ૦-૧-૦ |
| **ઘેલુના ઘોડા** ( ,, ) | ૦-૨-૦ |
| **મુરબ્બાનો ચોર** ( ,, ) | ૦-૩-૦ |
| **વાંદરાની સિતાર** ( ,, ) | ૦-૩-૦ |

આ બાલવાર્તાઓ અનુક્રમે પહેલાથી ચોથા ધોરણનાં બાળકો માટે વાચનની કક્ષા પ્રમાણે પ્રગટ કરવામાં આવી છે. બાળકો માટે એ ઇતરવાચનનાં ઉત્તમ સાધનો છે. બાલગમ્ય ચિત્રો ને આકર્ષક પૂઠાં.

| | |
|---|---|
| **વાઘની બોડમાં** ( બાલવાર્તાઓ ) | ૦-૬-૦ |

ગૂર્જર બાલગ્રન્થાવલિના છઠ્ઠા પુસ્તક તરીકેનું આ પ્રકાશન છે. ચિત્રોથી વાર્તાઓ વધુ આકર્ષક બનવા પામી છે.

**વાસ્તવિક અને શિક્ષણશુદ્ધ સાહિત્યના આ સર્વ નમૂના છે.**

## તમારાં બાળકો પાસે આ પુસ્તકો છે?

# · ફે · રાં ·

બાળવર્ગ : સ્વરાંકન

| | | | | પૃષ્ઠ | |
|---|---|---|---|---|---|
| ૧ | વાદળ વરસો | શ્રી | ઈશ્વરલાલ દેસાઈ | ૫ | ૭૭ |
| ૨ | ફેર ફુદરડી | ,, | મૂળજીભાઈ ભક્ત | ૬ | |
| ૩ | વા પવન વા | ,, | દેશળજી પરમાર | ૭ | ૭૯ |
| ૪ | ડાળે ને પાળે | ,, | મૂળજીભાઈ ભક્ત | ૮ | |
| ૫ | ગજબ જેવી વાત | ,, | ઉપેન્દ્રાચાર્ય | ૯ | |
| ૬ | બાલમન્દિરનાં બાળકો | ,, | 'જુગલ' | ૧૦ | |

પહેલું ધોરણ :

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૭ | ફૂલડાંના છોડ | ,, | ચૌધરી ને પંચોળી | ૧૧ | ૪૦ |
| ૮ | મારો ગંગારામ | ,, | ,, ,, | ૧૨ | ૪૧ |
| ૯ | વાઘની માસી | ,, | ,, ,, | ૧૩ | |
| ૧૦ | આવો રમીએ | ,, | ઇન્દુપ્રસાદ ભટ્ટ | ૧૪ | |
| ૧૧ | પરોઢમાં | ,, | હિંમતલાલ મર્થક | ૧૫ | |
| ૧૨ | દીઠી તમે ? | ,, | 'જુગલ' | | |
| ૧૩ | ક્યાં ચાલ્યા ? | ,, | વસન્ત નાયક | ૧૮ | |
| ૧૪ | મોગરાની માળ | ,, | દેશળજી પરમાર | ૧૯ | ૪૩ |

**બીજું ધોરણ :**



—: 卐 :—

# વાદળ વરસો

વાદળ વાદળ વરસો પાણી
મુજને મોજ પડે રમવાની

રૂમઝૂમ વરસો
ઝુમઝૂમ વરસો
ઝીણું ઝીણું
ઝરમર વરસો

મોજ પડે ફોરાં ઝીલવાની
વાદળ વાદળ વરસો પાણી



# ફેર ફુદરડી

અમે ફેર ફુદરડી ફરતાં'તાં
ફેર ફુદરડી ફરતાં ફરતાં
પડી જવાની કેવી મજા ભાઈ
પડી જવાની કેવી મજા.

અમે સંતાકૂકડી રમતાં'તાં
અમે ખોળંખોળા કરતાં'તાં
ખોળંખોળા કરતાં કરતાં
ખોવાઈ જવાની કેવી મજા ભાઈ: ખો૦

અમે સાતતાળી રમતાં'તાં
અમે દોટંદોટા કરતાં'તાં
દોટંદોટા કરતાં કરતાં
બેસી જવાની કેવી મજા ભાઈ: બે૦

અમે બિલ્લી–ઊંદર રમતાં'તાં
અમે ચું ચું મ્યાઉં મ્યાઉં કરતાં'તાં
ચું ચું મ્યાઉં મ્યાઉં કરતાં કરતાં
નાસી જવાની કેવી મજા ભાઈ: ના૦

ફુ વા રે

# વા પવન વા

વા પવન વા
વા પવન વા
ઝોલે ચઢે મારી ફૂલવેલ આ
વા પવન વા
વા પવન વા
ઊંચે ઊડે પેલા કનકવા
વા પવન વા
વા પવન વા
ધીરાં મધુર ગીત ભારતીનાં ગા



# ડાળે ને પાળે

લીમડા ડાળે કે લીમડા ડાળે
બેઠા'તા માળે, બેઠા'તા માળે
કાંઠડે કાળે કે કાંઠડે કાળે

પોપટ પઢતા હતા
સીતારામ સીતારામ.

આંબાકેરી ડાળે આંબાકેરી ડાળે
કોઇ ના ભાળે કે કોઈ ના ભાળે
રાગ રૂપાળે કે રાગ રૂપાળે

કોયલબેન ગાતાં હતાં
કુહૂ કુહૂ કુહૂ.

તળાવની પાળે તળાવની પાળે
દિવસરાત ગાળે દિવસરાત ગાળે
ઢેલરાણી ભાળે કે ઢેલરાણી ભાળે

મોરલ ટહૂકતા હતા
મેઆઓ મેઆઓ

હુ વા શે

# ગજબ જેવી વાત

નાની મારી આંખ એ જોતી કાંક કાંક
એ તે કેવી ગજબ જેવી વાત છે

કાન મારા નાના એ સાંભળે છાનામાના
એ તે કેવી ગજબ જેવી વાત છે

નાક મારે નાનું એ સૂંઘે ફૂલ મજાનું
એ તે કેવી ગજબ જેવી વાત છે

નાનું મોઢું મારું એ બોલે સારું સ.ું
એ તે કેવી ગજબ જેવા વાત છે

નાના મારા હાથ એ કામે લાગે સાથ
એ તે કેવી ગજબ જેવી વાત છે

નાના મારા પગ એ ચાલે ચપચપ
એ તે કેવી ગજબ જેવી વાત છે

કુ. વા. રે.

# બાલમન્દિરનાં બાળકો

હાં રે અમે બાલમન્દિરનાં બાળકો
અમે કાગળની હોડી બનાવીએ
અમે લાકડીની ઘોડી બનાવીએ
અમે બાકસની ગાડી ચલાવીએ
સુ સુ સુ સુ હો
અમે દટ્ટાની પેટીઓ ખોલીએ
અમે બંગલાઓ બાંધીએ ને તોડીએ
અમે સારીગમ ઘંટડી વગાડીએ
ટન ટન ટન ટન હો
અમે ચિત્રોની ચોપડી ઉઘાડીએ
ફૂલવેલીઓ દોરીએ ને ભૂંસીએ
અમે કાગળને કાતરથી કાપીએ
ચરરર ચર ચર હો
મોર નાચે અમે એમ નાચીએ
ગાય કોયલ અમે એમ ગાઇએ
કોઇ કક્કો બોલે ને અમે બોલીએ
ક ખ ગ ઘ હો

કુ વા રો

# ફૂલડાંના છોડ

રે મારા ફૂલડાંના છોડ સોહામણા
ફૂલડાંના છોડ મારા દીસે સોહામણા
મોગરો ગુલાબ રળિયામણા
રે મારા ફૂલડાંના છોડ સોહામણાં.

વાવ્યા ઉમંગથી
ઊછેરું હેતથી

પાણીડાં પાઉં નિત્ય પ્રીતથી
મારા ફૂલડાંના છોડ સોહામણા

# મારો ગંગારામ

નિત્ય નિત્ય મોરલો આવે સવારમાં
મારો ગંગારામ આવે સવારમાં
નિત્ય૦

ધીરેથી આવતો પીછાં હલાવતો
મેઆવ બોલતો આનંદે ડોલતો
નિત્ય૦

ચણતો ને ચાલતો પગલીઓ પાડતો
આવે મલપતો થેઈ થેઈ નાચતો
નિત્ય૦



# વાઘની માસી

બિલ્લી વાઘતણી માસી
જોઈને ઊંદર જાય નાસી
ચામડી ઉપર ચટાપટા ને
પૂછડી પટ પટ થાય
ખૂણા વચાળે ખોળીખોળીને
ઝડપી ઊંદર ખાય : બિલ્લી૦

ભરે ડોળે ભલું ભાળતી
જવ અંધારું ઘોર
એક જ ઘરમાં ગોઠે નહિ
એ આખા ગામની ચોર : બિલ્લી૦

જીભ વડે એ પાણી પીતી
આંખો મીંચી ખાય
કૂતરું એનો કાળ જ માટે
દેખી નાસી જાય : બિલ્લી૦

ફુ વા રો

# આવો રમીએ

આવો આવોને આજે અહીં રમીએ
પેલા તારાને સાથે લઈ લઈએ : આવો૦

ગોરાં ફૂલડાંની ચાદર પાથરીએ
કાળી કોયલને સાથે નોતરીએ
પછી બધાં મળીને ગીત ગાઈએ : આવો૦

લીલાં ઝાડવાંની ટોચે જઈ ચઢીએ
કેરી જમરૂખ ને જાંબુ સૌ ખાઈએ
સૌ ખાઈએ ને સૌને ખવરાવીએ : આવો૦

ભીની રેતી ખોદી કૂબા કરીએ
વળી સુંદર દેરાં ત્યાં ચણીએ
પછી વહેતા પાણીમાં જઈ નાહીએ : આવો૦

ફુવારો

# પરોઢમાં

રે કૂકડો બોલ્યો પરોઢમાં
રે ભાઈલો ઊઠ્યો પરોઢમાં
રે ભાઈલાએ દીઠા સૂરજને
એના સોનેરી રંગ
એના રાતુડા રંગ
રે ભાઈલાએ સુણ્યાં પંખીડાં
કાગડો કાબર
ચકલી પોપટ
રે ભાઈલાએ દીઠા ખેડૂતને
ખેતર જાતા
હળ હંકારતા
રે ભાઈલાએ દીઠા ગોવાળને
મોરલી વાતા
ધણુ લઈ જાતા
રે ભાઈલો ઊઠ્યો પરોઢમાં
રે કૂકડો બોલ્યો પરોઢમાં

ફુવારો



રે ભાઇલાએ દીઠા સૂરજને

ફુવારો

# દીઠી તમે ?

દીઠી તમે ?
મારી કાગળની હોડી દીઠી તમે ?
એ તો સર સર સર જાય
પેલા દરિયાની માંય દીઠી તમે ?

દીઠી તમે ?
મારી લાકડીની ઘોડી દીઠી તમે ?
એ તો દડબડ દે દોટ
મૂકી દોટ, કૂદે કોટ, દીઠી તમે ?

દીઠી તમે ?
મારી બરુની ગાડી દીઠી તમે ?
જાય માફાની બેન
ઘોડાગાડીની જેમ દીઠી તમે ?

દીઠી તમે ?
મારા હાથીની પાલખી દીઠી તમે ?
એ તો હીંચોળા ખાય
ઊંચે આકાશે જાય, દીઠી તમે ?

કુ વા રો

# ક્યાં ચાલ્યા ?

સૈનિકો લઈ ક્યાં ચાલ્યા ?
એ બાલ ક્યાં તમે ચાલ્યા ?

ચોપડી ને પાટી ક્યાં મૂકી આવ્યા ?
વાવટો લઈ ક્યાં ચાલ્યા ? એ૦

વિદેશી વસ્ત્રો ક્યાં મૂકી આવ્યા ?
ખાદી પહેરી ક્યાં ચાલ્યા ? એ૦

ગાડી ને ઘોડા ક્યાં મૂકી આવ્યા ?
કૂચ કરતા ક્યાં ચાલ્યા ? એ૦

શાળાના ગોઠિયા ક્યાં મૂકી આવ્યા ?
સૈનિકો લઈ ક્યાં ચાલ્યા ? એ૦

# મોગરાની માળ

મોગરાની માળ મારી મોગરાની માળ
નાની રસાળ મારી મોગરાની માળ

બહેને વીણેલ કળી
બાએ ગૂંથેલ વળી

કંઠે લટકંત મારી મોગરાની માળ
મોગરાની માળ મારી મોગરાની માળ

આમ ફરે તેમ ફરે
ચકર ચકર ફૂદડી લે

તૂટી તૂટી શું મારી મોગરાની માળ
મોગરાની માળ મારી મોગરાની માળ

ફુવારો

# પરમેશ્વર કેવા હશે ?

મને કહોને પરમેશ્વર કેવા હશે ?
કેવા હશે ? શું કરતા હશે ?
મને૦
ગગનની ઓઢણીમાં ચાંદા સૂરજ ને
તારાને ગુંથનાર કેવા હશે ?
મને૦
આંબાની ઊંચી ડાળીએ ચઢીને
મોરોને મૂકનાર કેવા હશે ?
મને૦
મીઠા એ મોરોના સ્વાદ ચખાડી
કોયલ બોલાવનાર કેવા હશે ?
મને૦
ઊંડા એ સાગરનાં મોજાં ઉછાળી
ઘૂ ઘૂ ગજાવનાર કેવા હશે ?
મને૦

# સાંભરે

ઉષા જોઉં ને અરુણ સાંભળે
સાંભરે રે નવરંગી રંગોળી સાથિયા
પંખી ગાતાં પરભાતિયાં સાંભરે.

રાત્રી જોઉં ને ચન્દ્ર સાંભરે
સાંભરે રે ટમટમતા તારાનાં ઝૂમખાં
ઘૂઘવતા દરિયાનાં ગીતડાં સાંભરે.

વાદળ જોઉં ને વીજ સાંભરે
સાંભરે રે રંગી કમાન રામબાણની
શોભા કળાયલ મોરની સાંભરે.

ડુંગર જોઉં ને નદી સાંભરે
સાંભરે રે ઊંચાં શિખર ઊંચા ટેકરા
રમતાં નીચે ઝરણાં ખીણમાં સાંભરે.

# બાપુની ગાડી

મારા બાપુની ગાડીના ઘુઘરા
એ સાંભળ આઘેથા સંભળાય છે રે : મારા૦

ઘુઘરા વાગે તેમ તેમ બેલ ડોલે
ડોલે ને દોડે ઉતાવળા રે : મારા૦

બાપુ ગયા'તા ગામ અંધારી રાતના
આવ્યા અત્યારે છેક સાંજના રે : મારા૦

ચાલ ભાઇ બાપુને તેડવા જઇએ
ગાડીમાં બેસીને આવીએ રે : મારા૦

બાપુ બિચારા થાકયા હશે તે
બેલને છોડવા કહેશે રે : મારા૦

બેલને લઇને તળાવે જઇશું
પોહ પોહ કરી પાણી પાઇશું રે : મારા૦

ઘેર જઈ બળદને કોઢારે બાંધશું
આજે તો ખૂબ ચારો નીરશું રે : મારા૦

ફુ વા રો

# તારા તારા

તારા ! તારા ! તારા જેવી
મીઠી મીઠી આંખ દે

પંખી મીઠાં તારા જેવી
ચેતનવંતી પાંખ દે
હસતી આંખે જોતાં જોતાં
ઊડી વળું હું સર્વ સ્થળે : તારા૦

મધમાખી તું તારા જેવી
મુજને મીઠી ખંત દે
કોયલ બેની તારા જેવો
મીઠો મીઠો કંઠ દે

જગે મધની મીઠાશ ભરું ને
મીઠું કુહૂ કુહૂ કરું બધે : તારા૦

# મારું વતન

મારું વતન આ મારું વતન
વહાલું વહાલું મને મારું વતન
રાણા પ્રતાપ ને શિવાજી શૂરવીર
મારા વતનનાં એ મોંઘાં રતન : મારું૦

લાલ અને બાલ વળી દાદા ને દાસજી
જેણે સમર્પ્યું છે સારું જીવન : મારું૦

ગાંધી બાપુને હૈયે વસ્યું જે
સંસારસાર અને જીવનધન : મારું૦

જેની માટીની મારી કાયા ઘડેલી
તેને કરું હું કોટિ કોટિ નમન : મારું૦

વહાલા વતનની બેડીને તોડવા
હોંશે ઓવારું હું તન મન ધન : મારું૦

ફુવારો

# વસન્ત ઋતુ

ચાલોને બાળકો નાચીએ ને કૂદીએ
ઋતુ વસન્તનો રસ લૂંટીએ
આવી વસન્ત ને લાવી સુન્દરતા
જળ ઝરણાંના ખળખળ વહે
ઝાડ, પાન, ફૂલ, ફળ ખીલે ને ઝૂલે
ઊડે પતંગિયાં ભમર ગુંજે
આંબાની ડાળે મ્હેકે છે મોર બહુ
કોયલરાણી મીઠાં કૂજન કરે
મોરલા કળા કરી ટહૂકે ને નાચે
આપણાં યે હૈયાં નાચી રહે
ચાલોને બાળકો નાચીએ ને કૂદીએ
ઋતુ વસન્તનો રસ લૂંટીએ

ફુવારો

# ફૂલડાં

મારાં ફૂલડાં સુવાસી ફોરાય રે
ફૂલડાં હસી રહ્યાં હસી રહ્યાં

ધીરી વાયુની લહેરે લહેરાય રે
ફૂલડાં હસી રહ્યાં હસી રહ્યાં

તેજ સૂરજનાં અંગે છવાય રે
ફૂલડાં હસી રહ્યાં હસી રહ્યાં

એની પાંખડીનાં રંગ સોહાય રે
ફૂલડાં હસી રહ્યાં હસી રહ્યાં

# ચાલો રમવા

ચાલો ચાલોને બાળકો રમવાને
વનવાડી બગીચે ભમવાને
ચાલો ચાલોને બાળકો રમવાને

લાલ–પીળાં પતંગિયાં ઊડે છે
આજ આપણાં યે હૈયાં કૂદે છે
ચાલો ચાલોને બાળકો રમવાને

ફૂલ આછો આછો સુગંધ ઢોળે
મન ઘેલાં બને આનંદ છોળે
ચાલો ચાલોને બાળકો રમવાને

# કોયલડી

આંબાડાળે કૂજે પેલી કોયલડી
કુહૂ કુહૂ કરતી
હીંચકે ઝૂલતી

આંબાડાળે કૂજે પેલી કોયલડી
મધુર સંગીતની ત્યાં રેલ વહે
પવન સૂર પૂરે
ઝૂલે ઝોલે ચઢે

આંબાડાળે કૂજે પેલી કોયલડી
એ તો વસન્તનાં ગીતો ગાતી
મીઠા કંઠ થકી
સહુને ગમતી
આંબાડાળે કૂજે પેલી કોયલડી



# તૈયાર હો

તૈયાર હો, હોશિયાર હો, લલકાર દો, સૌ બાળકો
ફરવા જવા, રમવા જવા, ઊડવા જવા, તૈયાર હો

દાદા ફરે છે પોળમાં
બાપા ફરે ભાગોળમાં

પણ આપણે ફરવા જવું વગડા–વને, તૈયાર હો

પંખી રમે છે ઝાડમાં
ઝરણાં રમે છે પહાડમાં

પણ આપણે રમવા જવું આકાશમાં, તૈયાર હો

ઘોડી ઊભી છે વાટમાં
હોડી નદીના ઘાટમાં

પણ આપણે ઊડવા જવું વિમાનમાં, તૈયાર હો

ફુ વા રે

# કૂચ



ચાલો સૌએ રણમેદાન
ભારતનાં સંતાન
શૂરા સાથી, જુસ્સાથી
છોડાવો હિન્દુસ્તાન : ચાલો૦

સૌ ચાલો રણમેદાન :

કૂચ કરો બહાદુર બિરાદર
મુક્તિ રણસંગ્રામ
વાધો વીરા ગર્જન કરી
સૌ ભારતનાં સંતાન : ચાલો૦

કુ વા રે

# સાચના સિપાઈ

સાચના સિપાઈ
અમે તો સાચના સિપાઇ
સાચ અમારી તરવારો ને
સાચની બાંધી સવાઇઃ અમે૦

જુઓ અમારી ધજા ફરફરે
સાચની લહેરો વાઈ
સુણો અમારાં બ્યૂગલ વાગે
સાચની હાક છવાઈઃ અમે૦

સાચ અમારા લડવૈયા તે
લડશે સાચ લડાઈ
જાગે સાચનું લશ્કર સઘળે
આવો તમે ય ભાઇઃ અમે૦

# બંદો

બંદો દોડે દોડે, કૂદે કૂદે, નાચે નાચે રે
મને કૂદવા દે ને નાચવા દે જેમ દિલડું રાચે રે

કેવાં વનનાં જો પંખેરું
ઊડે ફુર ફુર ફુર
મને ફુર ફુર ઊડવા દે જેમ દિલડું રાચે રે

સૂ સ સૂ સૂ વાયુ વાયે
આકાશ જાણે તૂટી જાયે
મને સ સૂ સૂ ફૂંકાવા દે જેમ દિલડું રાચે રે
બંદો દોડે દોડે, કૂદે કૂદે, નાચે નાચે રે
બંદો રોકયો ના રહે, વાર્યો ના રહે, સાચે સાચે રે

# કૂંજોમાં જાવું

મારે ફૂલડાંની સંગાથ વસવા કૂંજોમાં જાવું
મારે પોપટની સંગાથ વસવા કૂંજોમાં જાવું

રંગરંગની પાંખ ધરીને
ફૂલ ફૂલ પર ઊડી ઊડીને

ભમરાની સંગાથ રસના ગુંજનમાં જાવું
મારે ફૂલડાંની સંગાથ વસવા કૂંજોમાં જાવું

કોયલનાં ગીત કાને ભરવા
વચમાં વચમાં ટહુકા કરવા

મોરો કેરા નાચ અંગમાં ભરવાને જાવું
મારે ફૂલડાંની સંગાથ વસવા કૂંજોમાં જાવું

# ફુવારો

આજ મારા બાગે ફુવારો ઊડે આભમાં
ઝીણાં ફોરાં છંટાય
જળમાં લહરી લહેરાય

ઊડે આનંદની છોળ મારા બાગમાં
આજ મારા બાગે ફુવારો ઊડે આભમાં

કિરણ સૂરજનાં આવે
કરે ગેલ જળની સાથે

સાતરંગી ધનુષ નાચે કૂંડમાં
આજ મારા બાગે ફુવારો ઊડે આભમાં

# મોટેરાંને

[ પહેલી આવૃત્તિની પ્રસ્તાવનામાંથી ઉદ્ધૃત ]

બાલકેળવણીના મારા ક્ષેત્રમાં જે મને પ્રિય છે તે બાલસંગીત છે. સૂરતનાં મારાં બાલમન્દિરમાં મેં એના પ્રથમ પ્રયોગ ૧૯૨૯માં શરૂ કર્યા હતા. ત્યાં શ્રી કંચનલાલ મામાવાલા જેવા સંગીતજ્ઞ મિત્રનો મને એમાં સાથ હતો. પરિણામે ગૂજરાતી બાલસાહિત્યના ઉત્તમોત્તમ કેટલાંક બાલકાવ્યોને બાલભાવ લક્ષમાં રાખી શાસ્ત્રીય રાગોમાં ગોઠવાવી મેં એ બાલકો આગળ ધર્યાં.

અને તે પછી તો ઉત્તરોત્તર ઘણાં ગીતો વધતાં ગયાં ને તે ભાવનગર શ્રીદક્ષિણામૂર્તિ બાલમન્દિર, વઢવાણ સ્ટેટ બાલમન્દિર, અમદાવાદ મ્યુનિસિપલ અને મજૂર મહાજન બાલમન્દિર, પાલણપુર ચ. કા. સ્મા. બાલમન્દિર—એમ ઘણાયે બાલમન્દિરોમાં બાલકો આગળ અવારનવાર મેં ગાયાં ને જુદે જુદે સ્થળે બાલસભાઓમાં પણ ઝિલાવ્યાં. અમદાવાદ મ્યુનિ૦ બાલમંદિરમાં તો એ ખૂબ જ ગવાયાં, ઝિલાયાં ને સત્કારાયાં. આખરે એ સર્વ સારા અનુભવોને લીધે એનો સંગ્રહ ગૂજરાતનાં બાલકો આગળ ધરવા હું પ્રેરાયો છું. × × ×

કવિઓનો એમનાં ગીતો ગૂજરાતનાં બાલકો આગળ ધરવા દેવા માટે આભાર માનું છું. તા. ૧૨–૧–૩૪

મ્યુનિ૦ બાલમન્દિર
અ મ દા વા દ

વસન્ત નાયક

## બીજી આવૃત્તિ વિષે

[ ઉદ્ધૃત ]

ચોતરફથી 'ફુવારા'ને સુંદર અભિપ્રાયોથી આવકાર મળ્યો, કેટલીક શિક્ષણસંસ્થાઓમાં પાઠ્યપુસ્તક તરીકે એની વરણી થઈ, કોલંબિયા રેકર્ડિંગ કંપનીએ બાલરેકર્ડિંગનો નવો યુગ શરૂ કરતાં

'ફુવારા'માંના ગીતોને પસંદ કર્યાં; એમ ગૂજરાતભરમાં એનાં મધુર ફોરાં ફરી વળ્યાં, અને એથી આજે એની બીજી આવૃત્તિ પ્રગટ કરતાં મને અત્યન્ત આનંદ થાય છે.

ગીતો ગૂજરાતને ગમ્યાં પણ રાગની મુશ્કેલીની બૂમ બધેથી આવવા લાગી. એથી આ બીજી આવૃત્તિમાં કેટલાંક ગીતોનાં સ્વરાંકન આપવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. એ સ્વરાંકન ઉપર રાગોનાં નામ સ્પષ્ટતાને ખાતર જ આપ્યાં છે. બાકી ઘણે ઠેકાણે તે રાગને ચુસ્તપણે વળગી ન રહેતાં એની છાયામાં રહી અધિક સરળતા કે મીઠાશ માણવાની નીતિ અખત્યાર કરી છે. સ્વરલિપિ ભાતખંડે પદ્ધતિની રાખી છે, કારણકે એ પદ્ધતિ ગૂજરાતમાં ઘણી ચાલુ છે.

કેટલાંક કારણે અમુક ગીતો બદલ્યાં છે, પણ નવાં ગીતોથી 'ફુવારો' અધિક શીતળ ને આહ્લાદક બનવા પામ્યો છે એટલે એકંદરે બાળકોને લાભ જ થયો છે. પોતાની શાળામાં આ સંગ્રહ ચલાવવા માટે તે તે શાળાના સંચાલકોનો હું આભાર માનું છું અને આશા રાખું છું કે ઘણી રીતે વિશિષ્ટતા પામેલી આ બીજી આવૃત્તિને પણ તેઓ આવકારશે. ૧૨-૬-૩૬.

મ્યુનિ૦ બાલમન્દિર
અ મ દા વા દ

વસન્ત નાયક

## ત્રીજી આવૃત્તિ વિષે

'ફુવારા'ની પહેલી આવૃત્તિની ૧૧૦૦ નકલ બે વર્ષમાં અને બીજી આવૃત્તિની ૨૨૦૦ નકલ ચાર વર્ષમાં ખલાસ થઈ. એ બહુ આનંદની હકીકત નથી, છતાં પરદેશમાં રહ્યાં રહ્યાં પણ આજે એની ત્રીજી આવૃત્તિ પ્રગટ કરવાની જે તક મળી છે તેથી અત્યંત આનન્દ થાય છે.

આ આવૃત્તિમાં નોંધવા જેવા ખાસ કશા ફેરફાર કરવામાં આવ્યા નથી. તા. ૧૧-૩-૪૦

પો. બો. ૨૦૩
દા રે સ લા મ
પૂર્વ આફ્રિકા

વસન્ત નાયક

# સ્વરલિપિની નિશાનીઓ

. મંદ્રસ્વર: દાખલા તરીકે ની ધ પ મ (નીચે ટપકું)

મધ્યસ્વરની કંઈ જ નિશાની નથી.

˙ તારસ્વર: દાખલા તરીકે સાં રેં ગં મં

। તીવ્રસ્વર: „ „ મ (ઉપર ઊભી રેખા)

— કોમળ સ્વર: „ „ રે ગ ધ ની (નીચે રેખા)

⌒ મીંડ: „ „ ગ સા

‿ આ નિશાનીની વચમાં જેટલા સ્વર આવે તેટલાની એક માત્રા ગણાય: દાખલા તરીકે સા સારે સારેગ આ ત્રણ માત્રા ગણાય.

— વિશેષ માત્રા: સ્વર કે અક્ષરને એક માત્રા વધારે લંબાવવાની નિશાની: દાખલા તરીકે સા - - - આ ચાર માત્રા ગણાય.

‖ સ્થાયી કે અંતરો પૂરો થયો.

× સમ

O ખાલી

૨ બીજો તાલ

૩ ત્રીજો તાલ

| | | | |
|---|---|---|---|
| ૦ | ૩ | × | ૨ |
| વા – દ ળ | વા – દ ળ | વ ર સો – | પા – ણી – |
| રે મ રે મ | ગ રે ની સા | રે ગ રે ગ | મ પ મ ગ |
| ઝુ જ ને – | મો – જ પ | ડે – ર મ | વા – ની – ‖ |
| રે મ રે પ | પ – મ પ | ધ સાં ધ પ | મ પ મ ગ ‖ |
| ઝ મ ઝુ મ | વ ર સો – | ઝુ મ ઝુ મ | વ– ર સો– – |
| પ પ પ પ | ધ ધ ની ધ | સાં સાં સાં સાં | સાંની રેં સાંની સાં |
| ઝી – ણું – | ઝી – ણું – | ઝર – મ – ર | વ ર સો – |
| સાં ધ ધ ધ | સાં – સાં – | સાંની રેં સાંની સાં | ધ ની પ – |
| મો – જ પ | ડે – ફો – | રાં – ઝી લ | વા – ની – ‖ |
| રે મ રે પ | પ – મ પ | ધ સાં ધ પ | મ પ મ ગ ‖ |

ઠંડક ઠંડક થાય મારે મન
ઠંડક ઠંડક છાય મારે મન
જાય નાસી ગરમીની રાણી
વાદળ વાદળ વરસો પાણી

[ મૂળ કાવ્યમાં આ બીજો અંતરો પણ છે. તે પણ ગાવો હોય તો પહેલા અંતરા પ્રમાણે ગાઈ શકાશે. ]

| × | ૦ | × | ૦ |
|---|---|---|---|
| વા - - | પ વ ન | વા - - | - - - |
| સા - - | સા સા રે | ગ - - | મ - - |
| | | | |
| વા - - | પ વ ન | વા - - | - - - |
| મ પ મ | ગ મ રે | ગ - - | રે સા - |
| | | | |
| ઓ - લે | - ચ - | ઢે - - | મા - રી |
| સા રે સા | રે ની - | સા - - | સા - રે |
| | | | |
| ફૂ - લ | વે - લ | આ - - | - - - ‖ |
| ગ - મ | ગ - રે | સા - - | - - - ‖ |
| | | | |
| વા - - | પ વ ન | વા - - | - - - |
| સા પ - | પ પ પ | પ ધ - | - - - |
| | | | |
| વા - - | પ વ ન | વા - - | - - - |
| ધ પ મ | ગ ગ પ | મ - - | - - - |
| | | | |
| ઊં - ચે | - ઊ - | ડે - - | પે - લા |
| ગ રે ગ | રે સા ની | સા - - | સા - રે |
| | | | |
| કે - ન | - - કે | વા - - | - - - ‖ |
| ગ - મ | ગ - રે | સા - - | - - - ‖ |

[ બીજા અંતરા પ્રમાણે ત્રીજો અંતરો લેવાનો ]

| × | | | ૦ | | | × | | | ૦ | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| રે | — | — | — | મા | ગં | ફૂ | લ | ડાં | — | ના | — |
| સા | રે | મ | પ | પ | પ | રે | મ | મ | પ | પ | — |
| છો– | – – | ડ | સો | — | — | હા | — | મ | ણા | — | — |
| રેમ | પધ | મ | મ | ગ | મ | રે | ગ | ની઼ | સા | — | — |
| ફૂ | લ | ડાં | — | ના | — | છો | — | ડ | મા | રા | — |
| સાં | ની | સાં | ની | સાં | પ | પ | ધ | પ | મ | ગ | મ |
| દી | — | સે | — | સો | — | હા | — | મ | ણા | — | — |
| રે | ગ | રે | પ | મ | ગ | રે | ગ | ની઼ | સા | — | — |
| મો | — | ગ | રો | — | ગુ | લા– | – – | બ | ર | ળિ | — |
| રે | મ | મ | પ | — | પ | રેમ | પધ | મ | મ | ગ | મ |
| યા | — | મ | ણા | — | — ‖ | વા | — | બ્યા | — | ઉ | — |
| રે | ગ | ની઼ | સા | — | — ‖ | પ | ધ | પ | ધ | મ | પ |
| મં | — | ગ | થી | — | — | ઉ | — | છે | — | રું | — |
| ની | સાં | ની | સાં | ની | સાં | પ | ધ | પ | ધ | મ | પ |
| હે | — | ત | થી | — | — | પા | — | ણી | — | ડાં | — |
| ની | સાં | ની | સાં | ની | સા | પ | ની | સાં | રેં | ની | ધ |
| પા | — | ઉ | નિ | — | ત્ય | પ્રી | — | ત | થી | — | — ‖ |
| પ | ધ | મ | મ | ગ | મ | રે | ગ | ની઼ | સા | — | — ‖ |

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| × | | | ० | | | × | | | ० | | |
| ન | — | ત્ય | નિ | — | ત્ય | મો— | —— | ર | લો | — | — |
| સા | રે | રે | મ | પ | પ | રેમ | પધ | મ | મ | ગ | |
| આ | — | વે | — | સ | — | વા | — | ર | માં | — | — |
| રે | ગ | રે | પ | મ | ગ | રે | ગ | ની | સા | — | — |
| મા | — | રો | — | ગં | — | ગા | — | — | રા | — | |
| સાં | ની | સાં | ની | સાં | પ | પ | ધ | મ | મ | ગ | |
| આ | — | વે | — | સ | — | વા | — | ર | માં | – | – |
| રે | ગ | રે | પ | મ | ગ | રે | ગ | ની | સા | – | – |
| ધી | — | રે | — | થી | — | આ | — | વ | તો | — | — |
| પી | — | છાં | — | હ | — | લા | — | વ | તો | — | - |
| પ | ધ | પ | ધ | મ | પ | ની | સાં | ની | સાં | ની | ર |
| મે | — | આ | — | — | વ | બો | — | લ | તો | — | — |
| પ | ની | સાં | રેં | ની | ધ | પ | ધ | પ | મ | ગ | |

[ 'આનંદે ડોલતો' એ 'આવે સવારમાં' પ્રમાણે
અને બીજો અંતરો પહેલા અંતરા પ્રમાણે ]

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| × | | | ० | | | × | | | ० | | |
| મો | — | ગ | રા | — | ની | મા | — | ળ | મા | — | રી |
| સાં | ધ | ધ | સાં | — | રેં | સાં | ધ | ધ | ધ | પ | ધ |
| મો | — | ગ | રા– | – | ની– | મા | — | — | — | — | ળ |
| મ | પ | મ | મપ | ધ | પધ | મ | રે | — | સા | — | સા |
| ના | — | ની | — | ર | — | સા | — | ળ | મા | — | રી |
| સા | પ | પ | — | મ | પ | પ | ધ | ધ | ધ | પ | ધ |
| મો | — | ગ | રા– | – | ની– | મા | — | — | — | — | ળ ‖ |
| મ | પ | મ | મપ | ધ | પધ | મ | રે | — | સા | — | સા ‖ |
| એ | — | ને | — | વી | - | ણે | — | લ | ક | ળી | — |
| મ | — | મ | પ | પ | ધ | ધ | સા | સા | સાં | સાં | — |
| બા | — | એ | — | ગું | — | થે | — | લ | વ | ળી | — |
| ધ | મ | મ | પ | પ | ધ | ધ | સાં | સાં | સાં | સાં | — |
| કં | — | ઠે | — | લ | ટ | કં | — | ત | મા | — | રી |
| સાં | ધ | ધ | સાં | સાં | રેં | સાં | ધ | ધ | ધ | પ | ધ |
| મો | — | ગ | રા– | — | ની– | મા | — | — | — | — | ળ ‖ |
| મ | પ | મ | મપ | ધ | પધ | મ | રે | — | સા | — | સા ‖ |

[ બીજો અંતરો પહેલા અંતરા પ્રમાણે ]

[ મિશ્ર કલ્યાણ
દા દ રા

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| • | | | × | | | ० | | | × | | |
| મ | ને | — | ક | હો | ને | — | પ | ર | મે | — | — |
| સા | સા | રે | પ | મ̍ | ગ | — | ગ | રે | સા | — | ધ઼ |
| શ્વ | — | ર | કે | — | — | વા | — | હ | શે | — | — |
| સા | — | રે | પ | — | ગ | મ̍ | — | પ | ગ | — | — |
| — | — | — | કે | — | વા | — | હ | — | શે | — | — |
| — | — | — | ની | — | ની | સાં | સાં | ની | ધ | ની | ધ |
| શું | — | — | ક | ર | તા | — | હ | — | શે | — | — ‖ |
| પ | મ̍ | પ | પ | મ | પ | મ̍ | ગ | મ | ગ | — | રે ‖ |
| × | | | • | | | × | | | ० | | |
| ગ | — | ગ | નં | ની | — | ઓ | — | ઢ | ણી | માં | — |
| ની | — | ની | સાં | સાં | નો | ધ | ની | ધ | પ | મ̍ | પ |
| ચાં | - | દા | — | સૂ | - | ર | — | જ | ને | — | — |
| પ | મ̍ | પ | મ̍ | પ | મ̍ | ગ | — | મ | ગ | — | — |
| તા | — | રા | — | ને | — | ગું | — | થ | ના | — | ર |
| સા | ગ | ગ | — | ગ | મ | ગ | રે | ગ | સા | — | રે |
| કે | — | — | વા | — | હ | શે | — | — ‖ | | | |
| પ | — | ગ | મ̍ | — | પ | ગ | — | — ‖ | | | |

[ બીજા અંતરાઓ પહેલા અંતરા પ્રમાણે ]

| ૦ | ૩ | × | ૨ |
|---|---|---|---|
| તા – રા – | તા – રા – | ત્હા – રા – | જે – વી – |
| રે – મ – | પ – ધ – | પ ધ સાં – | ની – ધ પ |
| મી – ઠી – | મી – ઠી – | આં – – ખ | ડે – – – |
| ધ – મ – | પ – ગ – | ગ – – ગ | મ સા – – |
| પં – ખી – | મી – ઠાં – | ત્હા – રા – | જે – વી – |
| મ – મ – | પ ધ મ પ | ની – ની – | ની સાં સાં – |
| ચે – ત ન | વં – તી – | પાં – ખ – | ડે – – – |
| સાં – સાં રે | રેં ગં સાં – | ધ સાં ની ધ | ની પ – – |
| ઉ સ તી – | આં – ખે – | જો – તાં – | જો – તાં – |
| પ ધ ધ – | ધ ની ધ પ | ધ સાં સા રેં | રેં ગં સાં – |
| ઊ ડી – વ | ળું – હું – | સ – વં સ્થ | ળે – – – |
| સાં ની ધ પ | ધ મ મ – | પ ગ ગ ગ | મ સા – – |

[ 'મધમાખી તું' એ 'તારા તારા' પ્રમાણે
અને બીજો અંતરો પહેલા અંતરા પ્રમાણે ]

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ° | | | × | | | ° | | | × | | |
| ચાં | લો | — | ચા | — | લો | — | ને | — | બા | — | લ |
| સા | સા | રે | ની | — | સા | મ | મ | — | મ | — | ગ |
| કો | — — | — | ર | — | મ | વા | — | — | ને | — | — |
| ગમ | પ | — | ગ | — | મ | ગ | રે | — | સા | — | — |
| વ | — | ન | વા | — | ડી | — | બ | — | ગી | — | — |
| પ | સાં | ની | ધ | — | પ | — | ગ | — | મ | — | — |
| ચે | — | — | ભ | — | મ | વા | — | — | ને | — | — ‖ |
| ગ | મ | પ | ગ | — | મ | ગ | રે | ગ | સા | — | — ‖ |
| લા | — | લ | પી | — | ળાં | — | પ | — | તં | — | ગિ |
| ની | — | ની | પ | — | ની | — | ની | — | સાં | — | ની |
| યાં | — | — | ઊ | — | — | ડે | — | — | છે | — | — |
| સાં | રેં | — | ની | — | પ | ધ | — | ની | પ | — | — |
| આ | — | જ | આ | — | પ | ણાં | — | ચે | હે | — | — |
| પ | — | પ | મ | ગ | ગ | ગ | — | મ | પ | — | ની |
| યાં | — | — | ડૂ | — | — | હે | — | — | છે | — | — ‖ |
| પ | મ | પ | ગ | — | સા | રે | — | મ | સા | — | — ‖ |

[ બીજો અંતરો પહેલા અંતરા પ્રમાણે ]

| ૦ | ૩ | × | ૨ |
|---|---|---|---|
| | | | – – મા રે |
| | | | – – સાં રેં |
| ફૂ લ ડાં – | ની – સં – | ગા – – – – થ | વ સ વા – – |
| ની રેં સાં ની | ધ પ ધ ની | ધની સારેં સાં ની | ધ પ ગ રે ગ |
| કું – જે – | માં – જા – | વું – – – | – –, મા રે |
| સા – રે – | મ – પ ધ | સાં – – – | – –, સાં રેં |
| પો – પ ટ | ની – સં – | ગા – – – થ | વ સ વા – |
| રેં મં ગં રેં | સાં – ધ ની | ધની સાંરેં સાં ની | ધ પ ગ રે ગ |
| કું – જે – | માં – જા – | વું – – – | – –, મા રે |
| સા – રે – | મ – પ ધ | સાં – – – | – –, સાં રેં |
| રં – ગ રં | – ગ ની – | પાં – ખ ધ | રી – ને – |
| સાં રેં રેં રેં | – રેં રેં ગં | ગં રેં રેં ગં | રં ગં સાં – |
| ફૂ – લ ફૂ | – લ પ ર | ઊ ડી – ઊ | ડી – ને – |
| સાં રેં રેં રેં | – મં મં ગ | ગં ગં રેં ગં | રેં ગં સાં – |

[ 'ભમરાની સંગાથ' એ 'ફૂલડાંની સંગાથ' પ્રમાણે
અને બીજો અંતરો પહેલા અંતરા પ્રમાણે ]

| | | | |
|---|---|---|---|
| × | ૦ | × | ● |
| આ — જ | મા રા — | બા — ગે - | - - કુ — |
| ની સા પ | પ પ મ | ગ મ ગ મ | પ ની પ મ |
| વા — રો | ઊ ડે — | આ - — ભ | માં — — |
| ગ રે સા | રે ની સા | ની સા મ ગ | રે સા — ‖ |
| | ઝી ણું — | ફો — રાં - | — છં — |
| | સાં સાં — | ની સાં ની સાં | રેં સાં રેં |
| ટા — ય | જ ળ માં | લ હ રી | — લ હે |
| ની ધ પ | પ મ મ | મ પ પ | ની ની સાં |
| રા — ય | | | |
| ની સાં સાં | | | |

[ 'ઊડે આનંદની' એ 'મારા બાગે' પ્રમાણે
અને બીજો અંતરો પહેલા અંતરા પ્રમાણે ]



રજા પડી ભાઈ રજા પડી
રમવાની બહુ મજા પડી
ઈંદુ આગળ એંજિન થાય
છુક છુક બોલે
પાછળ ડબ્બા વળગી જાય
દડબડ દડબડ દોડે
જનાર જલદી બેસી જાય
સીટી વાગી પૂપ્
ગાડી ચાલી ગાડી ચાલી
છુક છુક છુક

## મોટી
# ચાંદાપોળી

: લેખક :

વસન્ત નાયક

: ચિત્રકાર :

સ્વ૦ હરિવદન ભટ્ટ

**કિંમત ત્રણ આના**

● આવાં અનેક બાલગમ્ય ચિત્રો અને નવાં જ બાલપ્રિય ગીતોથી ભરપૂર આ "**મોટી ચાંદાપોળી**" ગૂજરાતી બાલસાહિત્યમાં અનોખી ભાત પાડે છે.

● મહાગૂજરાતનાં પ્રત્યેક સામયિકે અને દરેક બાલકેળવણીકારે એના મુક્તકંઠે વખાણ કર્યાં છે.

: લખો યા મળો :

**ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય : ગાંધી રસ્તો : અમદાવાદ.**

મુદ્રક: કેશવલાલ સાંકળચંદ, વીરવિજય પ્રિન્ટીંગ પ્રેસ–અમદાવાદ.
પ્રકાશક: વસંત નાયક, દારેસલામ પૂર્વ આફ્રિકા.

## 'ફુવારા'ને મળેલો આવકાર

■ ફેલોશીપ સ્કૂલ (મુંબઈ), પ્યુપિલ્સ ઓન સ્કૂલ (વિલેપારલે) શારદા મન્દિર (અમદાવાદ) વગેરે પ્રતિષ્ઠિત શિક્ષણસંસ્થાઓમાં 'ફુવારો' પાઠ્યપુસ્તક તરીકે પસંદ થયો ને બાળકોને ગમ્યો.

卐 ઉત્તમ બાળભોગ્ય ગીતોની વાનગી પસંદ કરવામાં તમે સારા કુશળ નીવડ્યા છો. એ માટે તમને અભિનંદન: ગિજુભાઈ

卐 બાળકોને ખૂબ સારાં ગીતો આપવાનું પુણ્ય તમને મળશે: હરભાઈ

卐 'ફુવારો' જોતાં જ ગમે એવો છે: કૃષ્ણલાલ ઝવેરી

卐 સંગ્રહ સારો છે. બાળકોને જરૂર ગમશે: હંસા મહેતા

卐 નાનાં બાળકોને ઉપયોગી એવો સંગ્રહ સુંદર છે: લીલા મુનશી

卐 'ફુવારા'નો શીતળ છંટકાવ બાળકોના હૃદયને નવો ઉત્સાહ ને આહ્લાદ આપશે. છપાઈ સુંદર ને આકર્ષક છે: સવિતાબહેન ત્રિવેદી

卐 ગીતોની પસંદગી ને ગોઠવણી સાથે છાપકામ ને કિંમત બધું જ બહુ યોગ્ય અને વખાણવા લાયક છે: હિ. ગ. અંજારિયા

卐 આ સુંદર સંગ્રહ પ્રકાશિત કરી ભાઈ નાયકે બાળદિશામાં પ્રગતિનો માર્ગ દર્શાવ્યો છે. પુસ્તકાલયો જરૂર વસાવે: "પુસ્તકાલય"

卐 આ સુંદર ગીતોનો સંગ્રહ કરનાર શ્રી વસન્ત નાયક બાલસાહિત્યના તેજસ્વી લેખક છે. 'ફુવારો' નામ એવું જ કામ: "બાલજીવન"

卐 આ ગીતો જ્યારે જ્યારે ગવરાવવામાં આવ્યાં છે ત્યારે ખૂબ કર્ણપ્રિય નીવડ્યાં છે. બાળકો આનંદથી અપનાવશે: "પ્રજાબંધુ"

卐 અમને આ ત્રણ આના ખરચવા જેવા લાગે છે: "લોકવાણી"

■ 'ફુવારા'નાં ફોરાં ઠેઠ કોલંબિયા રેકર્ડીંગ કંપની સુધી પહોંચ્યાં ને ખુદ એના સંગ્રાહક શ્રી વસન્ત નાયકને આમંત્રણ મળ્યું અને ગૂજરાતમાં પ્રથમ જ બાળગીતોની રેકર્ડસ્ બહાર પડી

## તમારે ત્યાં "ફુવારો" છે?